# નવગીત.

કર્તા અને પ્રકાશક:-

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
વીલેપારલે.

મૂલ્ય ૦—૬—૦

# અર્પણ.

કૈલાસવાસી પૂજ્ય પિતાશ્રી :—

જન્મોજન્મ ન ભુલી શકાય
તેવા આપના અગણિત આભારોનો
પુત્ર તરીકે હું શું બદલો આપી શકું ?

× × ×

મ્હારા જીવનની દરેક ક્ષણમાં આપના
આશીર્વાદ યાચતો હું આ 'નવગીત'
આપને અર્પણ કરી સંતોષ માનવા
પ્રયત્ન કરૂં ?

આપનો.

'ગોકુળ.'

# ભૂમિકા.

મહદ્ ગુજરાત જોવાની અભિલાષા ગુજરાતના ઘણાયે વીરોમાં વર્ષો પહેલાં ઉછળી હતી. ત્હારના એ આશા સૃષ્ટીમાં વિહરનાર વીર ગુજરાતીઓ આજની ગુર્જરી ભાવના જોય તો જરૂર પોતે કબુલ કરે અને જગત પાસે કબુલ કરાવે કે ગુજરાતમાં ચેતનની નવલી ઉષા પ્રકટી છે. આ ઉષાને તેજ કીરણે ગુજરાત અને ગુજરાતીઓના જીવનપર જગત આખું જોઇ રહે તેવી અજબ અસર થઈ છે અને એ અસરને પરિણામે ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમાં આજે રાષ્ટ્રગીતો-સ્વદેશગીતોના રણકાર સંભળાઈ રહ્યા છે. આ 'નવગીત'–મ્હારાં ત્રીસ ગીતોનો સંગ્રહ–આજે ગુજરાતની રસિક અને સ્વદેશપ્રેમી આલમ સમક્ષ મૂકવાની ઈચ્છા એ એ નૂતન રણકારને આભારી છે.

ગુજરાત–આજપર્યંત ગાંડીનું ગુજરાત કહેવાતું અને ગાંડીના ગુજરાતીઓ તરીકે ગુર્જરી પ્રજાની પિછાણ અપાતી. આજે એજ ગુજરાત 'ગાંધીનું ગુજરાત' ગણાઈ મૂલ્કમશહુર થઇ પડયું છે. ગુજરાતીઓ આજે એ મહાસન્તના નામથી સમગ્ર જગતનું ધ્યાન ખેંચી રહ્યા છે. ઇતિહાસ પ્રસિદ્ધ રાજનગર અને સાબરમતીને કાંઠેથી સાબરમતીના મહાસન્ત ગુજરાતને, ભારતવર્ષને અને તે દ્વારા સારી મનુષ્ય

જાતને મનુષ્ય જીવનની મહત્તાના મહાસન્દેશ મોકલી રહ્યા છે. એ ગુજરાતની પ્રજા આજે એ મહાસન્તને જેટલે દરજ્જે પિછાણે તો તેટલે દરજ્જે ઇતિહાસ જરૂર એ પ્રજાને પણ પિછાણશે!

આપણે ગુજરાતીઓ–આપણું ગુજરાત એ ભાવનાને બદલે આપણે હિન્દી–આપણું હિન્દ એવી પ્રબળ ભાવના પોષવાની ખાસ જરૂર છે. સાથે સાથે એ પણ જરૂરનું છે કે બંગાળ, પંજાબ, મદ્રાસ, મહારાષ્ટ્ર, ગુજરાત વીગેરે ભાગોએ, અહંભાવ વિના, પોતાની કિંમત આંકતાં પણ શિખવું જોઇએ. જો હિન્દ-શરીરનાં આ વિવિધ અંગો પોતે સુંદર ને સુદૃઢ હશે તો આખું હિન્દ સર્વાંગ સુંદર દેખાશે. નયનનું વર્ણન આપતાં નયનનીજ સુંદરતાપર વિવેચન કરાય એથી કરી નાસિકાને ખોટું લગાડવાની કંઈ જરૂર ન જ હોય. એજ પ્રમાણે નાસિકાના વર્ણન વખતે નયનને કંઇ ઓછું લાગવું ન જોઇએ. એ ન્યાયે ગુજરાત–મહદ્ ગુજરાતની ભાવના પૂરવેગથી આ નવગીતમાં પ્રસંગે પ્રસંગે ઉછળતી દેખાય તો એ ભાવના સંકુચિત છે એ વિચાર કરનારે ઉપરની ચેતવણી ઉપર ધ્યાન આપવા કૃપા કરવી.

‘વીસમીસદી’ ‘સમાલોચક’ ‘ચેતન’ ‘વિનોદ’ વિગેરે સુપ્રસિદ્ધ માસિકો; ‘સાંજવર્તમાન’ ‘હિન્દુસ્થાન’

અને બીજાં દૈનિક પત્રોમાં મ્હારાં લખેલાં કાવ્યોમાંથી ત્રીસ ગીતોનો સંગ્રહ કરી નૂતન ગુજરાતને ચરણે આ 'નવગીત' ધરવામાં આવે છે. 'એ 'નવગીત' ગુર્જરી કુંજો ગજવે, ગુજરાતનાં ભાન્ડુઓમાં ચેતન, સ્વદેશપ્રેમ અને સેવાભાવ પ્રકટાવે એવા મ્હારા દિલના અભિલાષ છે.'

આ નવગીતથી ગુજરાત છેક અજાણ્યું નથી જ. આ સંગ્રહમાંનાં કેટલાંક ગીતો ગુજરાતમાં ઘણે સ્થળે પૂરબહારથી ગવાય છે. 'એ કોણ છે જે જાગ્યો' એ અને એવાં બીજાં ગીતો નિશાળે જતાં ન્હાનાં બાળકો પણ કંઇ અનેરા ભાવથી આજે ગાય છે. 'ધન્યભૂમિ ગુજરાત માત' એ ગીત તો હિન્દુ પારસી અને મુસલમાન બંધુઓ અને બહેનોને લગભગ મુખપાઠ જેવું ગીત થઈ ગયું છે. 'ગાંધીનું ગુજરાત' 'પ્રિયતમને પ્રશ્ન' વિગેરે ગીતોથી મ્હારા મિત્ર પ્રખ્યાત વકતા શ્રી શિવજી દેવશી શાહે ગુજરાત, કાઠીયાવાડ અને મુંબઇમાં હજારો માણસોની સભાઓ ગજાવી છે. 'મ્હને ઉમેદ છે કે નૂતન યુગના ગુજરાતી બંધુઓ અને બહેનો આ 'નવગીત' ને માત્ર ખરીદ કરીને બેસી નહિ રહે પણ એમાં રહેલી રાષ્ટ્રીય ભાવના સર્વત્ર પ્રકટાવવા પ્રયત્ન કરશેજ.'

વીલેપારલેના જાહેરજીવનના એક આગેવાન નેતા મ્હારા મિત્ર શ્રી ભાઇદાસ ધારસી ભુતા કે જેઓ

વીલેપારલે રાષ્ટ્રીય શાળાના ખજાનચી છે ત્હેમની સૂચના પ્રમાણે આ 'નવગીત'ની આવક વીલેપારલે રાષ્ટ્રીય શાળાને અર્પણ કરવામાં આવશે.

ગુજરાતી ભાષા બોલતા બંધુ અને બહેનોને એકજ વિનંતી છે કે ગાંધીના 'ગુજરાત'નાં ગુજરાતીઓ તરીકે દેશસેવાના આ મહાયુગમાં ગુજરાતને શોભાવે તેવાં વિશુદ્ધ અને ચેતનભર્યાં જીવન જીવવા તેઓ પ્રયત્ન કરે. પ્રભુ એ પ્રયત્નો યશસ્વી કરો.

વીલેપારલે<br>શરદ્પૂર્ણિમા<br>વિ.સં. ૧૯૭૭ } ગોકુળદાસ દ્વા. રાયચુરા.

# અનુક્રમણિકા.

# નૂતન યુગ.

નૂતન નૂતન પગલી ધારી,
નૂતન યુગ આવે.
નૂતન ભાવ નૂતન લ્હાવ,
નૂતન ગાન ગાવે—નૂતન

સેવા ધર્મ સુત્ર ભણી,
સત્ય પ્રેમ આંક ગણી;
પ્રીતિ પરાગ પુષ્પ તણી;
છાબ ભરી લાવે—નૂતન

ભ્રાતૃભાવ ભેખ ધારી,
રાષ્ટ્ર ચેતના પુજારી;
દેશ ભક્તિની સિતારી;
સર્વને સુણાવે—નૂતન.

# ધન્ય ભૂમિ.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઈ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ સાભ્રમતી જલતીર વસે.
ધન્ય ભૂમિ.

રસકસ ત્હારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે.
ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરી એ પ્રભા અનેરી દિલ દિલ જ્યોત જગાવે છે.
ધન્ય ભૂમિ.

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન.
ધન્ય ભૂમિ.

મોહન ત્હારૂં નામ મીઠું રગરગ ચેતન લાવે છે,
સેવાના હો ! સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે.
ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાંથી આજે રાજનગર કંઇ ઓર દિસે,
સાભ્રમતી જલ લોટી લોટી ગંગા યમુનાં આવી વસે.
ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર.
ધન્ય ભૂમિ.

# જીવન ચેતન ભર્યાં.

જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં,
જાગ્યો જાગ્યો છે હિંદી સમાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

તિમિર નાસ્યું તેજ પ્રકાશ્યું,
નૂતન ભાવનાના ઉગ્યા રવિરાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

પંખી બોલે દિલડાં ડોલે,
રાષ્ટ્ર ગીતોના ઐક્યને અવાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

વાયુ વાયે સન્દેશ લાવે,
હિંદ આવે વસન્ત રૂતુરાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

વેણું વાગે દિલ દિલ જાગે,
લાવે લાવે કન્હૈયો સ્વરાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

શુદ્ધ સરલતા વળી વિમલતા,
આજે શોભે છે ખાદીનાં તાજ હો!
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

બંગાલ પંજાબ મદ્રાસ મહારાષ્ટ્ર,
એની રાણી ગુજરાતે આજ લાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

જાગો બાંધવ જાગો બહેનાં,
આજ જાગ્યો છે સારો સમાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

જાગ્યો જાગ્યો છે હિંદી સમાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

# ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત
ગણાયે,
ગાંધીનું ગુજરાત!

ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઈ ચેતન પ્રકટે, જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત–
ગાંધીનું ગુજરાત!

સાબરમતીના સુન્દર તટપર પ્રગટયું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સૂર સુણી સહુ જાત;
કરે મીઠી ઐકયની વાત–
ગાંધીનું ગુજરાત!

દેશભક્તિ ને રાજભક્તિની સાચે સાચી વાત,
નિર્ભયતા ને સત્ય વચનની, દિક્ષા દઈ ત્હેં તાત!
બનાવ્યું નવું ગુજરાત–
ગાંધીનું ગુજરાત!

# પ્રિયતમને પ્રશ્ન.

પ્રિયતમ પ્રેમી છો પ્રિયના,
જગત પ્રેમી થશો ક્યારે?

ઉગારો હસ્ત મુજ ગ્રહીને,
જગત ઉદ્ધારશો ક્યારે?

સ્વામિ મમ સાથી સુખદુઃખના,
જગત સાથી થશો ક્યારે?

મ્હને સન્માર્ગ દોરો છો,
જગતને દોરશો ક્યારે?

કવિ વક્તા ને સાક્ષર છો,
નિરક્ષર તારશો ક્યારે?

સદા જ્ઞાની જણાઓ છો,
સુવિદ્યા આપશો ક્યારે?

વીરોના શૌર્ય પૂજક છો,
રણાંગણ શોભશો ક્યારે?

કીતાબો ખુબ ખોલી છે,
દુઃખી દિલ વાંચશો ક્યારે?

ગૃહે ગૃહરાજ્ય ઈચ્છો છો,
સ્વરાજે રાચશો ક્યારે?

પ્રિય મુજ સર્વ આશા છો,
જગત આશા થશો ક્યારે?

# જન્મ ભૂમિ.

જનનીને ચહે જ્યમ બાલકડાં,
    ત્યમ ચાહો સદા નિજ જન્મભૂમિ.
જ્યમ 'મા' કહી વાત્સલ્યભાવ ભર્યા,
    ત્યમ ચાહો નિરન્તર માતૃભૂમિ.
કદિ માત ભણી નહિં શાળા વિષે,
કદિ માતનું જ્ઞાન જ અલ્પ હશે,
તદપિ નિજ મા તે મા જ થશે,
        ત્યમ ચાહો નિરન્તર માતૃભૂમિ.
કદિ અન્યને મેડી મ્હોલાત હશે,
રસ જીવન ભવ્ય વિલાસે વસે,
પણ 'ઝૂંપડી મ્હારી' જે ભાવ થશે,
        ત્યમ ચાહો નિરન્તર માતૃભૂમિ.
કદિ કોયલડી ટૂહૂ કરી કૂજશે,
કદિ બુલબુલ ગાન મીઠાં કરશે,
પણ માત ગીતે જે પ્રેમ વસે,
        ત્યમ ચાહો નિરન્તર માતૃભૂમિ.
ભલે વિદ્યુત તેજ અંબાર ભરે,
ભલે દિપકમાળ હજાર કરે,
પણ ચંદ્રની જ્યોત્સ્નિકા ચંદ્ર ચહે,
        ત્યમ ચાહો સદા નિજ જન્મભૂમિ.

# એ કોણ?

એ કોણ છે જે જાગ્યો?
જ્હેણે સહુને જગાડ્યાં?

એ કોણ છે જે છૂટો?
જ્હેણે સહુને છોડાવ્યાં?

જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને જીવાડ્યાં?

જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો,
જ્હેણે સહુને નમાડ્યાં?

જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને જીતાડ્યાં?

એ કોણ છે જે એવો!
જ્હેણે સહુને જગાડ્યાં?

# એ અવતારી!

એ અવતારી ગાંધીજી!
સાચે સહુને જગાડે.
એ નિર્ભય મૂર્તિ ગાંધી,
સાચે સહુને છોડાવે.

એ તરી શકે ભવસાગર,
એ જીવી શોભાવે જીવતર,
એ સાધુ જીવન ગાંધી,
સાચે સહુને જીવાડે.

એ હસે પ્રભુતા પૂરે,
એ નમે નમનતાઈ નૂરે,
એ ધર્મ ધુરંધર ગાંધી,
સાચે સહુને નમાવે.

એ સાધે સાચા સાધનને,
એ જીતે છે તન મન ધનને,
એ શિલવન્તા શ્રી ગાંધી,
સાચે સહુને જીતાડે.

એ અવતારી ગાંધીજી!
સાચે સહુને જગાડે.

# પધારો એ મહૂલીમાં.

નૂતન ભારત સરિત કાંઠે મઢૂલી સન્તની શોભે;
પ્રભુતા પ્રેરતી કુંજે ફૂલે ફૂલ દિલડું લોભે.
સદા શાન્તિ સદા ભક્તિ સદા મૂક્તિ સદા શક્તિ
નિરન્તર વાત જ્યાં થાતી પધારો એ મઢૂલીમાં.

પધારો પ્રેમથી વ્હાલાં સહુ બંધુ સહુ બહેનો,
ઇસાઈ પારસી ખ્રિસ્તી મુસલમિન હિંદુ ને જૈનો;
ગમે તે ધર્મને પાળો ગમે તે જાતમાં મ્હાલો,
સહુ સન્તાન ભારતનાં પધારો એ મઢૂલીમાં.

નથી લડતા કદાપિ ત્યાં ભલે હો બૌદ્ધ કે શૈવી,
મહમદ કૃષ્ણને માને ભલે હો રામ કે રહીમી;
નથી ત્યાં મોહ કે માયા નથી ત્યાં ક્રોધની છાંયા,
દિપે જ્યાં આત્મની જ્યોતિ પધારો એ મઢૂલીમાં.

ભલે માને સહુ ન્યારાં હમોને સર્વ પ્યારાં છે,
જીગરથી ચાહનારાંએ હમારો ચાહ જીત્યો છે;
બિરાદર જોગી સહુ આવો ધરીને ઐકયની કફની,
ફીરાવી સત્યની માળા પધારો એ મઢૂલીમાં.

# નૂતન લ્હાણુ.

નૂતન યુગની નૂતન લ્હાણુ,
લેજો હો ! ભારત સન્તાન.

જ્ઞાન કર્મ ને ભક્તિ માર્ગનાં,
દયા દાન ને પ્રેમ ધર્મનાં,
કુસુમોની સુન્દર રસ લ્હાણુ,
લેજો હો ! ભારત સન્તાન.

જગસેવાનો મહામંત્ર જે,
વિશ્વ તણું મધુરૂં અમૃત જે,
શાન્તિ સ્નેહનાં અમીરસ પાન,
પીજો હો ! ભારત સન્તાન.

આશા ઐકયનાં વૃક્ષ જ વાવો,
કેળવણી રસ વારિ પાવો,
એજ અમ્હારી અનેરી લ્હાણુ,
લેજો હો ! ભારત સન્તાન.

નૂતન યુગની નૂતન લ્હાણુ,
લેજો હો ! ભારત સન્તાન.

# વીરા ભલે આવ્યો રે!

વીરા ભલે આવ્યો રે,
સન્દેશો શુભ લાવ્યો રે-
સ્વતંત્રતાનો સોહેલો હો જીઃ

એ સન્દેશે જાગ્યાં સહુ બાંધવ ને બહેન(૨)
વીરા ભલે આવ્યો રે,
સન્દેશો શુભ લાવ્યો રે,
સ્વતંત્રતાનો સોહેલો હો જી.

સોનાને પિંજર જેવાં પંખી પુરાયાં,
મીઠડા મેવાને લોભે અમ્હેં રે લોભાયાં,
લોભે લોભે ખોયાં લક્ષણુ ખોયું ક્ષેમ-વીરા.

સુન્દરી રમાડે અમને હસતી નચાવે અમને,
મૃદુ મૃદુ હાથે મીઠી મીઠી પંપાળે અમને,
હાથે હાથે અટક્યાં અમ જીવનનાં વ્હેણુ-વીરા.

સોનાનાં હોયે તોયે પિંજર તે પિંજર,
કુદરતની લિઝ્ઝત હોયે કુદરતની ભિતર,
રહમજાવી ત્હેં ભિતરના ભેદુની નેમ-વીરા.

# એક આશા.

આજ અનેરી આશભરી આંતર ઇચ્છા ફળશે,
ધર્મ નીતિનું જ્ઞાન અહિં સહુ ભાન્ડુને મળશે;
તત્વજ્ઞાનનું દર્શન થાતાં દુઃખડાં સહુ ટળશે,
જ્ઞાનભર્યાં જીવન ઝરણાંઓ સર્વ જીવનમાં વ્હેશે.

સ્વાત્મભોગી સન્તોના આશ્રમ ઠામઠામ જમશે,
શ્રેષ્ઠ ધર્મ સેવાનો ભગવો ઝુંડો ફરફરશે;
એક બીજાનાં સુખ દુઃખનાં સાથી ભાન્ડુ બનશે,
પ્રભુતામય જીવનની લ્હાણી હેતભરી સહુ લેશે.

ધર્મ જ્ઞાનથી માનવી સાથે દેવો અવતરશે,
અમીઝરણી આંખલડીઓ સહુ અમૃત રસ ધરશે;
વ્હાલેરાં વચનો સહુ કોઈ દેશે ને લેશે,
આશ અનેરી સર્વ હૃદયની સાથે તરવરશે.

# ગાંધીજી!

મનમોહન બલિહાર ગાંધીજી!
શૂર સૈન્ય સરદાર ગાંધીજી!
નૂતન યુગ ઘડનાર ગાંધીજી!
દૈવી તેજ ચમકાર ગાંધીજી!—મનમોહન

ગુર્જરી કુંજે ગાજે ગાંધી!
નંદનવન વન વાજે ગાંધી!
રાજ બને વિણ તાજે ગાંધી!
દિલ દિલ સર્વ નવાઝે ગાંધી!—મનમોહન

જગતમાત્રનું નૂર ગાંધીજી!
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી!
ભારત બંસી સૂર ગાંધીજી!
દિલદરિયે ભરપૂર ગાંધીજી!—મનમોહન

ગાય ગોપ ગોપાલક ગાંધી!
સત્યાગ્રહ સંચાલક ગાંધી!
હિંદી જનોના તારક ગાંધી!
જગત સર્વ ઉદ્ધારક ગાંધી!—મનમોહન

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી!
આભૂષણ અણમોલ ગાંધીજી!
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી!
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી!—મનમોહન

જ્ઞાનમાર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણશૂરવીર રણાંગણ ગાંધી !
વૈશ્ય કૂળનું ભૂષણ ગાંધી !
શોભાવે સેવકગણ ગાંધી !—મનમોહન

સાધુજીવન સુલ્હાણ ગાંધીજી !
સત્યવચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !—મનમોહન

# એકતાનાં મૂલ.

મોંઘાં મોંઘાં છે એકતાનાં મૂલ,
સ્હમજ્યા સહુ હિન્દીઓ હવે.
સંપ આગળ આ દુનિયા પણ ડૂલ,
સ્હમજ્યા સહુ હિન્દીઓ હવે !–મોંઘાં.

મદભર્યાં કૌરવ સરિખાં પણ કૂળો,
કંકાસે જ કપાયાં રે;
ચડતી—પડતીનાં સહુ માપોઃ
સંપ–કુસંપે મપાયાં—
હો! સ્હમજ્યાં સહુ હિન્દીઓ હવે–મોંઘાં.

કોણ હિન્દુ કોણ પારસી મુસલમિન,
કોણ ન્હાનાં કોણ મ્હોટાં રે;
એકજ માતનાં સન્તાનો સહુઃ
એકજ દ્રષ્ટીયે જોતાં—
હો ! સ્હમજ્યાં સહુ હિન્દીઓ હવે–મોંઘાં.

સ્થાપ્યાં મન્દિરિયાં જ્ઞાનને ઘાટે,
પધરાવી ઐક્યની શક્તિ રે;
ધૂની જગાવી એકજ તાલે :
ત્યહારે જ આપણી મૂક્તિ—
હો ! સ્હમજ્યાં સહુ હિન્દીઓ હવે–મોંઘાં.

# રામનામ.

સીતા રામનાં સન્તાન :
પૂણ્ય ભૂમિનાં સન્તાન :
આવો હો ! રામનામ ઝીલવા.

નીતિ રાજ્ય નિપુણતામાં રામ રાજ્ય શોભતું,
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામ જીવન ઓપતું,
એવાં મોંઘેરાં ગાન :
પ્રભુ ગીતડાંને તાન :
આવો હો ! રામનામ ઝીલવા.

માતૃપ્રેમ-પિતૃપ્રેમ-ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતીપ્રેમ-પત્નિપ્રેમ-મિત્રપ્રેમ નિરખવા,
રામજીવનમાં માન :
લઈ ભારતી સન્તાન :
આવો હો ! રામનામ ઝીલવા.

પુનિત પગલે ગૃહે ગૃહે સીતા સતી પધારે,
પત્નિભકત પતી રામ જીવનમાં ઉતારે,
હિંદ સ્વર્ગને સમાન :
રામ સીતાને ગાન :
સહુ ભારતી સન્તાન :
આવો હો ! રામનામ ઝીલવા.

# રણવાટ શોભી રહી રે.

જાઓ સિધાવો મ્હારા વ્હાલમા,
 જ્યાં દીસે શૂરવીરોના ઘાટરે;
રણવાટ શોભી રહીરે :

વાજે નગારાં કંઈ શૌર્યનાં,
ત્યાં ઘોરે ક્ષત્રિય શંખનાદ રે;
રણવાટ શોભી રહી રે.

ધ્રુજે ધરા ધ્રુજે આભ ને,
કંઇ ધ્રુજે દશે દિગપાળ રે;
રણવાટ શોભી રહી રે:

હણહણતી રણ ઘોડલી ને,
ડોલે હાથી સંગ્રામ રે;
રણવાટ શોભી રહી રે.

ગાયે ચારણભાટ ગીતડાં,
ત્યાં રગરગ જાગે શૌર્ય રે;
રણવાટ શોભી રહી રે:

વાગે છે હાક જ્યાં વીરની,
જ્યાં આવે શૂરાતન પૂર રે;
રણવાટ શોભી રહી રે.

રાણી જાયા જઇ યુદ્ધમાં,
  કાંઈ દિપાવે માતાનું નૂર રે;
    રણુવાટ શોભી રહી રે.

થાઓ વિજય જય સ્વામિનો,
  એજ માળા જપું દિનરાત રે;
    રણુવાટ શોભી રહી રે.

થનગન થનગન નાચતી,
  જુઓ ઘોડલી બની અધિર રે;
    રણુવાટ શોભી રહી રે.

આજે આનંદ મ્હારે આંગણે,
  પીયુ રણુમાં રમવા જાય રે;
    રણુવાટ શોભી રહી રે.

# મ્હારૂં વતન!

મ્હારૂં વતન! મ્હારૂં વતન! એ ઝંખના નિત્યે કરૂં,
મ્હારા વતનને કાજ મ્હારો પ્રાણ પણ હું પાથરૂં;
મ્હારા વતનની ઝૂંપડી વ્હાલી સદા હું જાણતો,
કંઇ રાજના મહેલો થકી સુખડાં અનેરાં માણતો.

જ્યાં નયનમાં વરસે અમી જ્યાં પ્રેમ આવીને વસે,
જ્યાં હેત હૈડામાં ભર્યું નિર્દોષ હાસે સહુ હસે;
મ્હારા વતનનાં ભાન્ડુઓ ભોળાં હૃદયનાં ભાળતો,
સાદાઇનું શુભ રાજ્ય જોઈ હર્ષથી હું મ્હાલતો.

મ્હારા વતનનાં પંખીઓ કલરવ કરી પોકારતાં,
'મ્હારૂં નહિ' 'ત્હારૂં નહિ' પણ ઐકય ભાવ ઉતારતાં;
મ્હારા વતનની યાદ મુજને આવતી જ્યારે ચડી,
જો પાંખ આપે ઇશ તો ચાહું જવા નિત્યે ઉડી.

# કરજો કેસરીયાં !

રૂડી રણઘેલી રણવાટ,
કરજો કેસરીયાં !

શૂરવીરોના સ્વર્ગને ઘાટ,
કરજો કેસરીયાં !

સિંહણના સુતની ગર્જનાથી,
ધ્રુજે ધરા ને ધરાડરે:

ક્ષત્રી હાકે પૃથ્વી ડોલે,
ડોલે હશે દિગપાળ:
કરજો કેસરીયાં !

રણે ચડ્યા નણદલના વીરા,
વરજો વિજય જય માળારે,

શોભાવી નાથ નિજ માતાની કુખને,
જગવો શૂરાતન જવાળા:
કરજો કેસરીયાં !

રૂડી રણઘેલી રણવાટ,
કરજો કેસરીયાં !

# ક્યારે ?

પધારી હિંદનાં વાસી અમ્હારા જ્ઞાન ઉત્સવમાં,
અમ્હારો સ્નેહ સન્દેશો જગતને આપશો ક્યારે?

સ્ત્રીઓની ઉન્નતિ વિના નહિં કો દેશ ઉન્નત છે,
સુણાયે નિત્ય એ સુત્રો ભવિષ્યે આચરે ક્યારે?

તજીને કુથલી નિંદા વળી તકરાર ભાન્ડુમાં,
ભરત સંગીત સાહિત્યે સદાયે રાચશે ક્યારે ?

રૂઢીનાં બંધનો પાળી દરજ્જો આપણો ખોયો,
લઇને જ્ઞાન કંઈ નવલું ફરી દેવી થશે ક્યારે ?

જ્યાં સન્માન શ્યામાને સદાયે દેવ વસતા ત્યાં,
અહા ! એ દ્રશ્ય મીઠલડું ફરીથી દેખશું ક્યારે ?

વહે છે લોહી રગરગમાં સીતા કૃષ્ણા ને ગાર્ગીનાં,
અરે એ ભાવના રૂડી ફરીથી જાગશે ક્યારે ?

# લોકમાન્યને ચરણે !

જગતમાં ઘણા વીર શોભતા,
દેશ–દેશીને નિત્ય સેવતા;
પણ દિસે કદા વીર કેસરી ?
તીલકરાજ શી ભાવના ભરી !

× × × ×

રાષ્ટ્રપ્રેમ એ ધર્મ છે ખરો,
કર્મયોગ છે જીવનનો ઝરો;
સત્ય એ રૂડાં સિદ્ધ તે કરે,
લોકમાન્ય શી ભાવના ભરે !

× × × ×

સ્વરાજ ધૂન જ્યાં શબ્દ શબ્દ છે,
પ્રાણ પ્રાણમાં હિંદ હિંદ છે;
માતૃભૂમિનો બાલ એ ખરે,
રગરગે સદા ચેતના ભરે !

× × × ×

હૃદય મન્દિરે મૂર્તિ એ ખડી;
નમું નમુ સદા જીવનથી જડી;
મંત્ર જાપ કે ભજન કિર્તને,
ધૂન જાગતી નામ તીલકને !

× × × ×

રાજવી કહે! દેવ કો કહે!
વિવિધ ભાવથી નામ સહુ લહે,
અમર આત્મ ને અમર નામના;
તીલક નામ તો જીવતું સદા

# સ્વદેશીવૃત લેતા સ્વામિને !

હો! સ્વામિરાજ સ્વદેશીવૃતને પ્રેમ ધરીને ધારજો,
સહુ મોહ જે પરદેશીના એ દૈવી શસ્ત્રે ટાળજો.
હો ! સ્વામિરાજ.

વૃત લહો જે આજ તે નિજ જીવનભર નિભાવજો,
દર્પભરી હું જે કહું તે આજ સ્વામિ વિચારજો-
હો ! સ્વામિરાજ.

રેશમ અને મખમલ તણી કુમાશ ના હોયે કદા,
પણ દેશમાં કાપડ બન્યું એ દેશીને શોભે સદા-
હો ! સ્વામિરાજ.

જાડાં ભલે પણ પાણકોરાં અંગને ઢાંકે બહુ,
માડી તણી ખાદી સદાયે પોષતી વર્ગો સહુ-
હો ! સ્વામિરાજ.

એ પારકાં ને પાતળાં લુગડાં વિદેશે જે બન્યાં,
નાગું બતાવે અંગ તો વસ્ત્રો સજ્યાં તે ના સજ્યાં-
હો ! સ્વામિરાજ.

અન્યને મહોલાત ને મેડી ઝરૂખા જો હશે,
પણ ઝૂંપડી જે માડીની તે સ્વર્ગ સમ મુજને થશે-
હો ! સ્વામિરાજ.

વસ્ત્રો સ્વદેશી સાથ તમ હૈયું સ્વદેશે ખીલશે,
આનંદમાં મુજ નયન સ્વામિનાથ દર્શન ઝીલશે-
હો ! સ્વામિરાજ.

આ દેશ મ્હારો-દેશી મ્હારાં ભાવના એ જાગશે.
પયગામ ત્હારે આપવા પયગમ્બરો પણ આવશે-
હો ! સ્વામિરાજ.

# સહુ આખર એકમાં મળતાં.

હે ! ઇશ અમ્હેં સહુ નમતાં,
તુજ નામ સદાયે સ્મરતાં રે—હે ! ઇશ.

કો ક્રાઇસ્ટ કૃષ્ણને ભજતાં,
હોરમઝૂદને કો સ્મરતાં;
કોઇ મહમદ નામે રટતાં રે—હે ! ઇશ.

કોઇ કુદરત કહીને જોતાં,
નિરાકારે કોઇ રમતાં;
કોઈ આતશ આગળ નમતાં રે—હે ! ઇશ.

કોઈ મસ્જીદ મન્દિર વસતાં,
કોઈ ઠાકુરદ્વારે જાતાં;
કોઇ ગોકુળપતી ગુણ ગાતાં રે—હે ! ઇશ.

ભલે રસ્તા જૂદા ગણતાં,
ભલે માર્ગ ઇતરમાં ફરતાં;
સહુ આખર 'એક' માં મળતાં રે—હે ! ઇશ

# સ્વર્ગવાસી રણજીતરામને!

ગુજરાતના રણજીતની રણવાટ આજે સૂની છે,
એ ગુર્જરી વીર સ્મરણ થાતાં આંખડી સહુ ભીની છે.

સાહિત્યની ફૂલવાડીમાં ફૂલો સદા એ પોષતો,
માળી બની નિજ કુંજમાં રોપા અનેરા રોપતો.

સાહિત્યના મન્દિરની ચણતર તણો પાયો ભરી,
રણજીત ત્હેં તે તુજ દેશની સેવા ભલી ભાતે કરી.

ગૌરવભર્યું ગુજરાત ને ગૌરવભર્યા ગુજરાતીઓ,
ગૌરવભરી એ ભાવના પ્રકટાવવા તું બહુ ફર્યો

સાગર ! અમ્હારૂં રત્ન તું શાને ભલા ખેંચી ગયો?
રત્નો તણી તુજ ખાણનો ભંડાર શું તેથી ભર્યો ?

ત્હારાં હતાં જે સ્વપ્ન રણજીત આજ તે સાચાં પડ્યાં,
ગાજી રહ્યું ગુજરાત ને ગુજરાતીઓ જાગ્યાં ખરાં.

ત્હારી હતી જે ભાવના તે તો પ્રભુએ સાંભળી,
આવી વસી ગુજરાતમાં ક્હાને બગાડી વાંસળી.

# નવજીવનનો પ્રકાશ.

અહાહા ! નવજીવનનો પ્રકાશ,
પ્રસરે ગુર્જર ભાન્ડુ અવાસ—
 અહાહા ! નવજીવનનો પ્રકાશ.

નવચેતન ને નવલી આશે,
પ્રકટાવે જો ઉલ્લાસ,—
 અહાહા ! નવજીવનનો પ્રકાશ.

સંપ તણી મોંઘેરી સેરે,
કાપે કલેશ કંકાસ,—
 અહાહા ! નવજીવનનો પ્રકાશ.

ઉત્સાહે આંખલડી ઉઘડે,
જોતાં પ્રેમ ઉજાસ—
 અહાહા ! નવજીવનનો પ્રકાશ.

નવજીવનની નવલી જ્યોતે,
રમીએ રાષ્ટ્રીય રાસ,—
 અહાહા ! નવજીવનનો પ્રકાશ.

# દેવી સમ બનશે.

સમય તણો સદુપયોગ કરતાં સુન્દરીઓ શિખશે,
ભરત ગુંથણ સંગીત સાહિત્યે ધ્યાન સદા ધરશે;
ટળી કુથલી નિંદા સઘળે લલિત કલા વધશે,
સંસારે સહુ સુન્દરીઓ તવ દેવી સમ બનશે.

વ્હાલેરાં વચનોની લ્હાણી લેશે ને દેશે,
સ્નેહભીની આંખલડીમાંથી અમૃત રસ ઝરશે;
સર્વ કુટુંબી સગાં સ્નેહીનો ચાહ હૃદય ધરશે,
સંસારે સહુ સુન્દરીઓ તવ દેવી સમ બનશે.

નાથ સાથ રહી સુખ દુઃખની સાથી સાચી બનશે,
નિજ પ્રિયતમના જીવન વિકાસે સમભાગી થઈ રહેશે:
દમ્પતિ જીવનના સુત્રોના પાઠ સદા પઢશે,
સંસારે સહુ સુન્દરીઓ તવ દેવી સમ બનશે.

માતા—ભગિની—પત્નિ પદને લાયક એ બનશે,
ગૃહરાજ્યની ગૃહરાણી થઈ રાજ્ય રૂડું કરશે;
શાન્તિ સ્નેહનાં અમૃત વ્હેણો સુન્દરી જીવન વ્હેશે.
સંસારે સહુ સુન્દરીઓ તવ દેવી સમ બનશે.

# સુન્દર નાગરી જાત.

જાતજાત જોતાં ગુજરાતે,
સુન્દર નાગરી જાત, જોઇ મ્હેં-
સુન્દર નાગરી જાત.

ગૌરવર્ણ ભરી ભવ્ય ભ્રુકુટિ,
બુદ્ધિ કલા ને જ્ઞાન ત્રિપુટી;
તરવરી આવે સહુ જાતોમાં,
રસભીની એ ભાત, જોઈ મ્હેં-
સુન્દર નાગરી જાત—જાતજાત.

શરદ પૂનમનો શશિ શોભતો,
નભમંડળ તેજોમય કરતો;
શોભી રહે ત્યમ જનમંડળમાં,
નાગર શશિ સાક્ષાત. જોઈ મ્હેં-
સુન્દર નાગરી જાત—જાતજાત.

બ્રહ્માજીએ મનુષ્ય ઘડીયાં,
ઉત્તમ કૃતિમાં નાગર જીડીયાં;
જાણે અવતર્યો સ્વર્ગભૂમિથી,
દેવ-દેવીનો સાથ, જોઇ મ્હેં-
સુન્દર નાગરી જાત—જાતજાત.

# પઢીયારજીની સંવત્સરીને દિને.

ઓ! સાધુ સેવાધર્મના જગવી ગયો સહુ જાતને,
ત્હેં જોગીડા તુજ ભેખમાં, રંગ્યુ નૂતન ગુજરાતને–
ઓ! સાધુ.

અમૃત શી મીઠી ભાવના ચેતન ભરી મૂકી ગયો,
ન્હાનાં ને મ્હોટાં સર્વ કાજે લેખ કાંઈ લખી ગયો–
ઓ! સાધુ.

સુન્દર સરલ તુજ લેખિની ભૂલી જતાં ભૂલાય ના!
મીઠી મીઠી તુજ સ્વર્ગ વાતો કોઇથી વિસરાય ના–
ઓ! સાધુ.

આંસુ લૂછયાં ત્હેં કંઇકનાં ને કંઇકને જીવતાં કર્યાં,
કંઇને જગાડ્યાં ઉંઘમાંથી કંઇકને ઉભાં કર્યાં–
ઓ! સાધુ.

લુખાં હતાં જે હૃદય ત્યાં ત્હેં રસ સદા વ્હેતો કર્યો,
પ્રભુતા બધે પ્રસરાવવા તું રાત દિન ફરતો ફર્યો—
ઓ! સાધુ..

રોતો ને ગાતો નિત્ય તું સહુ બંધુ બ્હેનાં તારવા,
જોગી બન્યો—જોગે રમ્યો નિજ રાષ્ટ્ર જન ઉધ્ધારવા;
ઓ! સાધુ.

સુનું દિસે સૌરાષ્ટ્ર ને સુનો ગીરિ ગીરનાર છે
સુનો અખાડો આજ આ પઢીયાર વિણ સહુ સુનું છે
ઓ! સાધુ.

# જરા જોઈ વિચારી લે !

જગતમાં દેહ ધારીને, હિસાબો સહુ વિચારીને;
કમાણી શી કરી છે ત્હેં? જરા જોઇ વિચારી લે !

કરી વ્યાપાર બહોળો ત્હેં, ભર્યા ભંડાર ત્હારા ત્હેં,
મળ્યો શું ભાન્ડુને હિસ્સો? જરા જોઈ વિચારી લે!

કર્યો અભ્યાસ ઉંડેરો, ભણ્યો તું પાઠ મોંઘેરો;
જગતને જ્ઞાન શું દીધું? જરા જોઈ વિચારી લે !

બની સાધુ ધરી કફની, લઈ તંબુર તું ફરતો;
કરી શી સાધના સાચી? જરા જોઇ વિચારી લે!

સભાઓને ગજવતો તું, કરીને ભાષણો મ્હોટાં;
જીવનમાં શું ઉતાર્યું ત્હેં? જરા જોઇ વિચારી લે !

'સુધારક' સંજ્ઞા ધારી સુધાર્યાં કેટલાં જીવન?
ઉગાર્યાં કેટલાં ભાન્ડુ? જરા જોઇ વિચારી લે !

# એક ચિત્ર.

મુજ મઢૂલીની પરસાળે સુતાં સુતાં,
સાંભળતો હું 'સેવા' ના સંગીતને;
લઇ સિતારી પ્રિયતમા ગાતી હતી,
પાસે બેસી હિન્ડોળાના ખાટપર—મુજ

રામ જયંતીની રાત્રી આજે હતી,
સઘળે રામસીતાનું કિર્તન ગાજતું;
ન્હાની ન્હાની મઢલીના મુખ ભાગમાં,
આજે જામી સંગીતની રસ રેલજો—મુજ

"નાથ જુઓ આ રાતલડી રળીયામણી"
"નિર્દોષી જીવન આ ભાન્ડુ ગાળતાં;"
"સંતોષી આ ગ્રામ્ય જીવન દિસે બહુ,"
વાતે વાતે સિતારી પ્રિય છેડતી—મુજ

મૃદુ વાણી ને સિતારીના સૂરમાં,
મીઠલડી નિંદરડી મુજને સાંપડી:
સ્વપ્ન મહિં મ્હેં નીરખ્યા સ્વામિ રામને,
સંબોધે પ્રભુ મુજને કંઇ સંજ્ઞા થકી—મુજ

"સંસારે તું સેવાનો સાધુ બની"
"સેવા કરજે ભાન્ડુની સદ્દભાવથી"
સ્વપ્ન ગયું-નિંદરડી પણ ચાલી ગઇ,
વ્હાલી ગાતી 'સેવા' ના સંગીતને—મુજ

# એકતા.

તજી સર્વ આ ભિન્ન વિચાર, સ્નેહનો સાથ ધરો,
સહુનો એકજ સરજણહાર, શાને જુદાઈ કરો;

કોણ હિન્દુ મુસલમીન જાત, પારસી ખ્રીસ્તી ગણો,
સઘળાં એકજ તાતનાં બાળ, એકતા પાઠ ભણો.

કોઇ ઉપાસે કૃષ્ણને,
કોઇ ભજે હોરમઝૂદ
ક્રાઇસ્ટને કો સેવતા,
કો માને મહમદ.

સર્વ ધર્મના સુત્રમાં,
સત્ય પ્રેમ ને નેક,
જુદા જુદા માર્ગ છે,
અંતે એકનું એક.

હિંદ ઉભું આશાના કિનારા ભણી,
સંપ કેળવણી શુભ આંક ગણી;

તજી 'હું' 'તું' ની મારામારી ઘણી,
હવે માળા જપો સહુ ઐક્ય તણી.
તજી સર્વ આ ભિન્ન વિચાર સ્નેહનો સાથ ધરો.

## રા. રાયચુરાકૃત અન્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| રાસમન્દિર | .... | કી. ૦-૮-૦ |
| અર્વાચિન યુગના મહાનગુજરાતી | | ૦-૨-૦ |
| રેણુકા | (સીલકમાં નથી) | ૦-૨-૦ |
| શેરબજારનું સ્વપ્નું | ,, | ૦-૨-૦ |
| અસહકારી યુગલ | | ( છપાય છે ) |
| સ્નેહપૂર્ણ | (નવલકથા) | ( છપાય છે ) |

વધુ વિગત માટે લેખકને લખો.

ઠે૦—ઇસ્માલજી નાગરી બીલ્ડીંગ્સ,
મરીન સ્ટ્રીટ, કોટ-મુંબઇ.

---

આ પુસ્તક શા. ચુનીલાલ અમીચંદના શ્રી નટવર પ્રેસમાં
અંબાલાલ જેઠાભાઈ નીમજે છાપ્યું. સેન્ડહર્સ્ટ રોડ, જરીવાલા
બીલ્ડીંગ, મુંબઈ નં. ૪